# ગુજરાતી ગઝલમાં કાફિયા-વ્યવસ્થા

## (ઉદય શાહ)

ગુજરાતી ભાષા અને એની લિપિને અનુરૂપ આ નવી પદ્ધતિથી ગઝલમાં કાફિયા-વ્યવસ્થા સમજવાનું વધુ સરળ થઈ પડશે કારણ કે આ પદ્ધતિથી કાફિયાનો ફક્ત મુખ્યઅક્ષર જ નક્કી કરવાનો રહેશે. કાફિયામાં મુખ્યઅક્ષર પછીના અક્ષર/અક્ષરો એકસરખા જ રહેશે અને મુખ્યઅક્ષર પહેલાના અક્ષરોનું કાફિયા-વ્યવસ્થા નક્કી કરવામાં કોઈ જ મહત્વ નથી. મુખ્યઅક્ષર પહેલાના અક્ષરોનું લગાત્મક સ્વરૂપ છંદ મુજબ હોય એટલું જ જરૂરી છે. આ નવી પદ્ધતિ મુજબ ગઝલમાં છંદની માફક કાફિયા-વ્યવસ્થા પણ લખી શકાશે. ગુજરાતી અને ઉર્દૂ લિપિમાં એક મૂળભૂત તફાવત એ છે કે ગુજરાતીમાં સ્વરચિહ્નો વ્યંજન સાથે જોડીને જ લખાય છે જ્યારે ઉર્દૂમાં સ્વરચિહ્નો અંગ્રેજીની માફક વ્યંજન પછી અલગથી લખાય છે. આ નવી પદ્ધતિથી કાફિયા-વ્યવસ્થા સમજતી વખતે આ મૂળભૂત તફાવત ખાસ ધ્યાનમાં રાખવો.

'ઝાર' રાંદેરી કૃત 'શાઇરી ભાગ-૨'માં ઉર્દૂ-ફારસી ભાષા અને લિપિ મુજબની કાફિયા-વ્યવસ્થાને ગુજરાતી ભાષાને અનુરૂપ સમજાવવાનો સુંદર અને સફળ પ્રયાસ છે જ્યારે કાફિયા-વ્યવસ્થાને સમજવાની આ નવી પદ્ધતિ સંપૂર્ણપણે ગુજરાતી-હિન્દી જેવી ભાષા અને એની લિપિને અનુરૂપ છે. 'શાઇરી ભાગ-૨'માં પ્રસ્તુત કાફિયા-વ્યવસ્થાને સમજવા માટે વાદી ઉપરાંત વાદી પહેલાના ચાર અક્ષરો (જડ્, સંયોગી, અનુયાયી અને બંધ) અને વાદી પછીના ચાર અક્ષરોને (સંબંધી, બહાર, વિશેષ અને નાઈરહ્) સમજવા પડે છે જ્યારે આ નવી પદ્ધતિ મુજબ કાફિયા-વ્યવસ્થા સમજવા માટે કાફિયાના ફક્ત મુખ્યઅક્ષરો જ સમજવાના રહેશે. મારા અભ્યાસ મુજબ આ નવી પદ્ધતિ 'ઝાર' રાંદેરી કૃત 'શાઇરી ભાગ-૨'માં પ્રસ્તુત કાફિયાશાસ્ત્રના માપદંડ પર મોટેભાગે ખરી ઊતરી છે.

સમાન ઉચ્ચારાંતવાળા શબ્દો ગઝલમાં કાફિયા તરીકે પ્રયોજવામાં આવે છે. શબ્દોમાં ઉચ્ચારાંતની સમાનતા સ્વરને કારણે હોય છે. કાફિયાના શબ્દોમાં જે અક્ષરોના ફક્ત સ્વરને કારણે ઉચ્ચારાંતમાં સમાનતા આવે તે અક્ષરો પછીના અક્ષર/અક્ષરો એકસરખા જ હોય છે અથવા કાફિયાના શબ્દોના ફક્ત અંત્યાક્ષરોના સ્વર જ એકસરખા હોય છે. ઉદાહરણ તરીકે, સહારો-વધારો-કિનારો-ઉતારો, કામ-નામ-જામ-હામ, હવા-વફા-ફિઝા-જુદા. જે અક્ષરોના સ્વરને કારણે ઉચ્ચારાંતમાં સમાનતા આવે છે એને કૌંસમાં દર્શાવી ફરીથી પ્રસ્તુત કરું છું. સ(હા)રો-વ(ધા)રો-કિ(ના)રો-ઉ(તા)રો, (કા)મ-(ના)મ-(જા)મ-(હા)મ, હ(વા)-વ(ફા)-ફિ(ઝા)-જુ(દા).

કાફિયામાં જે અક્ષરોનો સ્વર એકસરખો હોય અને એના પછીના બધા જ અક્ષર/અક્ષરો સ્વર-વ્યંજનના ક્રમ સહિત એકસરખા હોય એ અક્ષરોને આપણે મુખ્યઅક્ષરો કહીશું. કાફિયામાંથી મુખ્યઅક્ષરોનો સ્વર અને એના પછીના એકસરખા અક્ષર/અક્ષરો એટલે કે કાફિયા-વ્યવસ્થાનો ભાગ કાઢી નાખવામાં આવે તો કાફિયાના શબ્દો અર્થહીન થઈ જાય છે અથવા પોતાનો મૂળ અર્થ ખોઈ બેસે છે. મતલાના બે કાફિયામાં મુખ્યઅક્ષરોના સ્વર એકસરખા અને વ્યંજન અલગઅલગ હોય છે અથવા એક સ્વર અને બીજો એ જ સ્વરયુક્ત વ્યંજન હોય છે. આ પદ્ધતિ મુજબ મુખ્યઅક્ષરોનું સ્વરાંત હોવું આવશ્યક હોવાથી મુખ્યઅક્ષર તરીકે જોડાક્ષર એટલે કે હલન્તોચ્ચારવાળો અક્ષર આવી શકે નહીં. મુખ્યઅક્ષરને કાફિયાક્ષર પણ કહી શકાય પરંતુ મારા આ પહેલાના અભ્યાસ લેખોમાં કાફિયાક્ષર માટે મુખ્યઅક્ષર શબ્દ જ પ્રયોજ્યો હોવાથી અહીં પણ કાફિયાક્ષર માટે મુખ્યઅક્ષર શબ્દનો જ પ્રયોગ કરીશ.

કાફિયા-વ્યવસ્થા = (મુખ્યઅક્ષરોનો સ્વરાકાર) + (મુખ્યઅક્ષર પછીના એકસરખા અક્ષર/અક્ષરો)

ના હિન્દુ નીકળ્યા ન મુસલમાન નીકળ્યા;
કબરો ઉઘાડી જોયું તો ઇન્સાન નીકળ્યા.
- અમૃત 'ઘાયલ'
કાફિયા-વ્યવસ્થા = આકાર+ન

ઉપરોક્ત મતલામાં મુસલમાન અને ઇન્સાન કાફિયા છે કે જેમાં છેલ્લો અક્ષર 'ન' એકસરખો છે તથા એ પહેલાના અક્ષરો અનુક્રમે 'મા' અને 'સા'નો સ્વર 'આ' એકસરખો છે. તેથી એકસરખા સ્વરવાળા અક્ષરો 'મા' અને 'સા' મુખ્યઅક્ષરો કહેવાશે કે જે બંને આકારાંત છે.

કાફિયા-વ્યવસ્થા = (મુખ્યઅક્ષરોનો સ્વરાકાર) + (મુખ્યઅક્ષર પછીના એકસરખા અક્ષર/અક્ષરો)
કાફિયા-વ્યવસ્થા = આકાર+ન

મુસલમાન-ઇન્સાન કાફિયામાંથી મુખ્યઅક્ષરોનો સ્વર 'આ' અને એના પછીનો એકસરખો અક્ષર 'ન' એટલે કે કાફિયામાંથી કાફિયા-વ્યવસ્થાનો ભાગ આકાર+ન કાઢી નાખવામાં આવે તો બાકીનો ભાગ 'મુસલમ્' અને ઇન્સ્' અર્થહીન થઈ જાય છે અથવા મૂળ અર્થ ખોઈ બેસે છે. એવા મતલા પણ જોવા મળી જાય છે કે જેમાં બે પૈકી કોઈ એક જ કાફિયાનો કાફિયા-વ્યવસ્થા સિવાયનો ભાગ અર્થહીન થઈ જાય છે અથવા મૂળ અર્થ ખોઈ બેસે છે.

હવે આ નવી પદ્ધતિમાં મુખ્યઅક્ષરનું મહત્વ અને કાર્ય પણ સમજી લઈએ. આપણે જાણીએ છીએ કે મતલાની બંને પંક્તિના અંતે રદીફ પ્રયોજાય છે કે જેના શબ્દ/શબ્દો બંને પંક્તિમાં એકસરખા જ હોય છે તથા મતલાની બંને પંક્તિમાં રદીફ પહેલા કાફિયા પ્રયોજાય છે કે જે બંને પંક્તિમાં કાફિયાના શબ્દો જુદા જુદા હોય છે પરંતુ કાફિયાના એ બંને શબ્દોનો ઉચ્ચારાંત એકસરખો હોય છે. કાફિયાના બંને શબ્દોમાં ઉચ્ચારાંતમાં સમાનતાનું કારણ સ્વર હોવાથી મુખ્યઅક્ષરનું સ્વરાંત હોવું આવશ્યક છે. મતલામાં કાફિયા પહેલાના શબ્દો બંને પંક્તિમાં અલગઅલગ હોય છે. મતલાના બંને કાફિયામાં મુખ્યઅક્ષર પહેલાના અક્ષર/અક્ષરો અલગઅલગ હોય છે અને મુખ્યઅક્ષર પછીના અક્ષર/અક્ષરો એકસરખા હોય છે. મતલાના બંને કાફિયાના મુખ્યઅક્ષરોના વ્યંજન અલગઅલગ હોય છે કે જેનો ઝોક કાફિયા પહેલાના અલગઅલગ શબ્દો તરફ રહેશે તથા મતલાના બંને કાફિયાના મુખ્યઅક્ષરોના સ્વર એકસરખા હોય છે કે જેનો ઝોક કાફિયા પછીના એકસરખા શબ્દ/શબ્દો તરફ એટલે કે રદીફ તરફ રહેશે. આમ કાફિયા પહેલાના અસમાન ભાગ અને કાફિયા પછીના સમાન ભાગને જોડવાનું કામ કાફિયામાં રહેલો મુખ્યઅક્ષર કરે છે. મુખ્યઅક્ષર એ કડી છે કે જે કાફિયા પહેલાના અસમાન ભાગ અને કાફિયા પછીના સમાન ભાગને જોડે છે.

હવે ઉપરોક્ત મતલાના મુખ્યઅક્ષરોને કૌંસમાં દર્શાવું છું અને ત્યારબાદ કૌંસમાં મુખ્યઅક્ષરના વ્યંજન અને સ્વરને છુટા પાડીને દર્શાવું છું. એના પરથી સરળતાથી સમજાય જશે કે મુખ્યઅક્ષર એ કડી છે કે જે કાફિયા પહેલાના અસમાન ભાગ અને કાફિયા પછીના સમાન ભાગને જોડે છે.

ના હિન્દુ નીકળ્યા ન મુસલ(મા)ન નીકળ્યા;
કબરો ઉઘાડી જોયું તો ઇન્(સા)ન નીકળ્યા.

ના હિન્દુ નીકળ્યા ન મુસલ(મ્+આ)ન નીકળ્યા;
કબરો ઉઘાડી જોયું તો ઇન્(સ્+આ)ન નીકળ્યા.

વધુ ઉદાહરણો તરીકે કાફિયા-વ્યવસ્થા સહિત અમૃત 'ઘાયલ'ના કેટલાંક મતલા પ્રસ્તુત છે કે જેમાં મુખ્યઅક્ષરોને કૌંસમાં દર્શાવ્યા છે.

સહુને ગમી ગઈ હતી એવી અ(સ)લ હતી;
નાજુક હતી પરંતુ ગજબની ગ(ઝ)લ હતી.
- અમૃત 'ઘાયલ'

કાફિયા-વ્યવસ્થા = અકાર+લ

કેમ ભૂલી ગયા દ(ટા)યો છું;
આ ઇમારતનો હું ય (પા)યો છું.
- અમૃત 'ઘાયલ'

કાફિયા-વ્યવસ્થા = આકાર+યો

બીજ થોડાં દઉં છું વેરી જ્યાં ચરણ (ખો)ડું છું હું;
વૃક્ષ થાશે કે નહીં ઈશ્વર ઉપર (છો)ડું છું હું.
- અમૃત 'ઘાયલ'

કાફિયા-વ્યવસ્થા = ઓકાર+ડું

હતા આદમી તે છ(તા) થઈ ગયા;
છતા ના થયા તે ખુ(દા) થઈ ગયા.
- અમૃત 'ઘાયલ'

કાફિયા-વ્યવસ્થા = આકાર+0 = આકારાંત

"કાફિયામાંથી મુખ્યઅક્ષરોનો સ્વર અને એના પછીના એકસરખા અક્ષર/અક્ષરો એટલે કે કાફિયા-વ્યવસ્થાનો ભાગ કાઢી નાખવામાં આવે તો કાફિયાના શબ્દો અર્થહીન થઈ જાય છે અથવા પોતાનો મૂળ અર્થ ખોઈ બેસે છે." કાફિયા-વ્યવસ્થાની ચુસ્તતા માટે આ નિયમ જાળવવામાં આવે તો અતિઉત્તમ છે પરંતુ આ નવી પદ્ધતિમાં મુખ્યઅક્ષરોનું મહત્વ અને કાર્ય સમજ્યા પછી મારા મતાનુસાર આ નિયમ જાળવવામાં ન આવે તો પણ કશું ખોટું નથી. એટલે કે આ નિયમને તિલાંજલિ જ આપી દઈએ તો પણ કશું ખોટું નથી.

કાફિયામાં જે અક્ષરોનો સ્વર એકસરખો હોય અને એના પછીના બધા જ અક્ષર/અક્ષરો સ્વર-વ્યંજનના ક્રમ સહિત એકસરખા હોય એ અક્ષરોને આપણે મુખ્યઅક્ષર કહીશું. મતલાના બે કાફિયામાં મુખ્યઅક્ષરોના સ્વર એકસરખા અને વ્યંજન અલગઅલગ હોય છે અથવા એક સ્વર અને બીજો એ જ સ્વરયુક્ત વ્યંજન હોય છે. આ પદ્ધતિ મુજબ મુખ્યઅક્ષરોનું સ્વરાંત હોવું

આવશ્યક હોવાથી મુખ્યઅક્ષર તરીકે જોડાક્ષર એટલે કે હલન્તોચ્ચારવાળો અક્ષર આવી શકે નહીં.

કાફિયા-વ્યવસ્થા = (મુખ્યઅક્ષરોનો સ્વરાકાર) + (મુખ્યઅક્ષર પછીના એકસરખા અક્ષર/અક્ષરો)

કર-ભર-તર-સર
કાફિયા-વ્યવસ્થા = અકાર+ર

છાપી-માપી-આપી-કાપી
કાફિયા-વ્યવસ્થા = આકાર+પી

કારણ-મારણ-ભારણ-તારણ
કાફિયા-વ્યવસ્થા = આકાર+રણ

અમન-ચમન-ગમન-નમન
કાફિયા-વ્યવસ્થા = અકાર+મન

હવા-નવા-સવા-દવા
કાફિયા-વ્યવસ્થા = અકાર+વા

રંગ-ઢંગ-ભંગ-જંગ
કાફિયા-વ્યવસ્થા = અંકાર+ગ

ફસ્યો-ડસ્યો-હસ્યો-ખસ્યો
કાફિયા-વ્યવસ્થા = અકાર+સ્યો

ફસ્યો-લખ્યો-પડ્યો-ફર્યો
કાફિયા-વ્યવસ્થા = જોડાક્ષર+યો = હલન્તોચ્ચાર+યો = અયોગ્ય કાફિયા

ફસવું-ડસવું-હસવું-ખસવું
ઉચ્ચારણ = ફસ્વું-ડસ્વું-હસ્વું-ખસ્વું
કાફિયા-વ્યવસ્થા = અકાર+સવું = અકાર+સ્વું

ફસવું-લખવું-પડવું-ફરવું
ઉચ્ચારણ = ફસ્વું-લખ્વું-પડ્વું-ફર્વું
કાફિયા-વ્યવસ્થા = હલન્તોચ્ચાર+વું = અયોગ્ય કાફિયા

જીવાઈ-ટેવાઈ
કાફિયા-વ્યવસ્થા = ?

જીવાઈ-ટેવાઈ કાફિયામાં અંત્યાક્ષરો 'વાઈ' એકસરખા જ છે પરંતુ એ પહેલાના અક્ષરો અનુક્રમે 'જી' અને 'ટે'માં સ્વરોની સામ્યતા ન હોવાથી એ મુખ્યઅક્ષર બની શકે નહીં તેથી એ બંને શબ્દોમાં આકારાંત ઉચ્ચારવાળો અક્ષર 'વ' જ મુખ્યઅક્ષર અક્ષર બને છે અને મતલામાં જીવાઈ-ટેવાઈ શબ્દોના પ્રયોગથી કાફિયાદોષ બને છે. કારણ કે મતલાના બે કાફિયામાં મુખ્યઅક્ષરોના સ્વર એકસરખા અને વ્યંજન અલગઅલગ હોવા જોઈએ અથવા એક સ્વર અને બીજો એ જ સ્વરયુક્ત વ્યંજન હોવો જોઈએ.

જે કાફિયામાં ક્રમાનુસાર એકથી વધુ મુખ્યઅક્ષરો મળતા હોય એવા કાફિયામાં બે પ્રકારની કાફિયા-વ્યવસ્થા પ્રાપ્ત થતી હોય છે, ચુસ્ત અને અતિચુસ્ત. જ્યાં કાફિયામાં ચુસ્ત અને અતિચુસ્ત બંને પ્રકારની કાફિયા-વ્યવસ્થા હોય ત્યાં બંને કાફિયા-વ્યવસ્થાને અલગઅલગ સમજી શકાય એ હેતુથી ફક્ત એ પ્રકારના કાફિયામાં કાફિયા-વ્યવસ્થા પહેલાં ચુસ્ત અને અતિચુસ્ત શબ્દોનો પ્રયોગ કરીશું. મતલામાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા હોવા છતાં બાકીના શેરોના કાફિયામાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા નિભાવવી જરૂરી નથી, ફક્ત ચુસ્ત કાફિયા-વ્યવસ્થા જ નિભાવવી જરૂરી છે. તેમ છતાં આખી ગઝલમાં અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા નિભાવવામાં આવે તો ગઝલ વધુ નિખરશે.

સાગર-પામર
ચુસ્ત કાફિયા-વ્યવસ્થા = અકાર+ર
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા = આકાર+અકાર+ર

મતલામાં સાગર-પામર કાફિયા લેવાથી ચુસ્ત કાફિયા-વ્યવસ્થા અકાર+ર ઉપરાંત અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા આકાર+અકાર+ર પણ પ્રાપ્ત થતી હોવા છતાં અન્ય શેરોમાં ફક્ત ચુસ્ત કાફિયા-વ્યવસ્થા અકાર+ર ધરાવતા કાફિયા નીડર-સૂતર-સુંદર-ઝરમર-કદ્દર પણ પ્રયોજી શકાય છે.

નીડર-પીપર
ચુસ્ત કાફિયા-વ્યવસ્થા = અકાર+ર
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા = ઈકાર+અકાર+ર

કૂકર-સૂતર
ચુસ્ત કાફિયા-વ્યવસ્થા = અકાર+ર
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા = ઊકાર+અકાર+ર

કિનારો-સિતારો
ચુસ્ત કાફિયા-વ્યવસ્થા = આકાર+રો
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા = ઇકાર+આકાર+રો

ઉતારો-સુધારો
ચુસ્ત કાફિયા-વ્યવસ્થા = આકાર+રો
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા = ઉકાર+આકાર+રો

સહારો-વધારો
ચુસ્ત કાફિયા-વ્યવસ્થા = આકાર+રો
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા = અકાર+આકાર+રો

અમન-નયન
ચુસ્ત કાફિયા-વ્યવસ્થા = અકાર+ન
અતિચુસ્ત કાફિયા-વ્યવસ્થા = અકાર+અકાર+ન

જે કાફિયામાં એકસરખા અંત્યાક્ષરો ન હોય અને ફક્ત છેલ્લા અક્ષરોનો ફક્ત સ્વર જ એકસરખો હોય એને આપણે સ્વરાંત કાફિયા કહીશું. સ્વરાંત કાફિયા પણ ચુસ્ત કાફિયા જ ગણાય છે. સ્વરાંત કાફિયામાં ફક્ત અકારાંત અને હલન્તોચ્ચારાંત સામ્યતા ધરાવતા કાફિયા અયોગ્ય ગણાશે.

વફા-દવા-સિલા-જુદા
કાફિયા-વ્યવસ્થા = આકાર+0 = આકારાંત

આપી-ચાવી-તીખી-ફૂંકી-વેચી-ભોળી
કાફિયા-વ્યવસ્થા = ઈકાર+0 = ઈકારાંત

કાપ-રાખ-નામ-દાગ

કાફિયા-વ્યવસ્થા = અકાર+૦ = અકારાંત = અયોગ્ય કાફિયા

અમર-જગત-સનમ-નયન

ઉચ્ચારણ = અમર્-જગત્-સનમ્-નયન્

કાફિયા-વ્યવસ્થા = હલન્તોચ્ચાર+૦ = હલન્તોચ્ચારાંત = અયોગ્ય કાફિયા

'કાપ-રાખ-નામ-દાગ' અને 'અમર-જગત-સનમ-નયન' જેવા અયોગ્ય કાફિયામાં નાં, ની, નું, નો, થી, માં વગેરે પ્રત્યય લગાડવામાં આવે તો પણ એ અયોગ્ય જ ઠરશે કારણ કે આ પ્રત્યયો શબ્દોની સાથે જ લખાતા હોવા છતાં રદીફનો જ ભાગ ગણાશે.

હું માનું છું કે ગુજરાતી ગઝલમાં આ નવી પદ્ધતિથી કાફિયા-વ્યવસ્થા સમજવાનું ખૂબ જ સરળ થઈ જશે. આપને કાફિયા-વ્યવસ્થા નક્કી કરવાની આ નવી પદ્ધતિ સરળ લાગે તો એનો સ્વીકાર કરી શકો છો, અન્યથા એના અસ્વીકારનો પણ આપને પૂર્ણ અધિકાર છે.

**Uday Shah**
**'Kusum',**
**115/A, Dharmin Nagar,**
**Kabilpore,**
**Navsari – 396445,**
**Gujarat - India**
**(M) +919428882632**

**Website to Download All PDF of My Research about Ghazal**
**https://sites.google.com/site/udayshahghazal/**

**Subjects of My Research :-**
**(1) TaalShastra of Ghazal**
**(2) ChhandShastra of Ghazal**
**(3) Arrangement of Kafiya in Ghazal**